પ્રચાર પ્રસાર જાગૃત ઉજાગર
સોસીયલ મિડીયા
# સનાતન ધર્મ પત્રિકા
Email : office@sanatandharmpatrika.com | Web : www.sanatandharmpatrika.com
નખત્રાણા-કચ્છ
● સં.૨૦૭૭ ● આસો વદ-એકમ ● તા.૨૧-૧૦-૨૧ ● ગુરૂવાર SDP NO:549 પાનાં:૨ MOB.:+91 780187774,+91 7718977774 ankasantandharmpatrika@gmail.com


## શ્રી પાટીદાર યુવક મંડળ લકડગંજ - નાગપુર.
## ★ સન્માન સહ શુભેચ્છા કાર્યક્રમ ★





નટવરભાઈ સામાણી Central Mission Chairman
ઉમેશભાઈ રંગાણી Central કન્વીનર પ્રચાર-પ્રસાર
નિશાંત રામાણી Central કન્વીનર યુવા ઉત્કર્ષ
સાથે ABKKP યુવાસંઘ ના વિદર્ભ રિજીયન, માં
જગદીશભાઈ વાસાણી,Region Chairman
રાહુલભાઈ ભાવાણી,Region Chief Secretary
નું નિયુક્ત થવા નિમિત્ત,
સમાજના ઉપપ્રમુખ ખેમચંદભાઈ છાભૈયા,
યુવક મંડળના પ્રમુખ, જયેશભાઈ નાકરાણી,

શ્રી અખિલ ભારતીય કચ્છ કડવા પાટીદાર યુવાસંઘની નવનિયુક્ત કારોબારી 2021-23 માં,શ્રી પાટીદાર યુવક મંડળ, લકડગંજ,નાગપુરના દીકરાઓ એવા, એમને હાર્દિક અભિનંદન આપી સત્કાર કરી સમાજ સેવા માટે યુવાઓનું આપ આદર્શ બનશો એવી શુભેચ્છાઓ આપી.

## શ્રી અ.ભા.ક.ક.પા.યુવાસંઘ, સાબર રિજીયન બાયડ-કપડવંજ ડિવિઝન

**પ્રથમ કારોબારી મિટિંગ,(ગાયત્રી ફાર્મ,બાયડ)**

બાયડ-કપડવંજ ડિવિઝન ટર્મ ૨૧-૨૩ ની પ્રથમ કારોબારી તા.૧૪.૨૦.૨૧ ગાયત્રી ફાર્મ,બાયડ ખાતે સુંદર કુદરતી વાતાવરણમાં ડીવી. ચેરમેન ધર્મેન્દ્રભાઈ સાંખલાના અધ્યક્ષ સ્થાને મળી જેમાં તમામ કાર્યકતા લક્ષ્મીનારાયણ સ્વરૂપે પધાર્યા હતા.કારોબારી સભાની શરૂઆત સમૂહ પ્રાર્થનાથી કરી.



ત્યારબાદ સૌ એ પોતાનો પરિચય આપ્યો હતો, ડિવિઝન ના નવા ઉત્સાહી કાર્યકર્તાઓનેઆગામી વર્ષ મા કઈ રીતે પોતાના કામ કરવા તેની આછેરી ઝલક IPC નિરલ ભાદાણી દ્વારા આપવા મા આવી,સાબર રીજીયન ના સલાહકાર પ્રમોદ છાભૈયા દ્વારા યુવાસંઘ ના કાર્ય મા જોડાવા ની મજા અને કાર્ય થી મળતો આનંદ અનેરો હોય છે તેની વાત કરી હતી.

ડિવિઝન ના મંત્રી રજત માકાણી એ આગામી રીજીયન લેવલ ના કાર્યક્રમ મા બાયડ- કપડવંજ ડિવિઝન યજમાન બને તે માટે નું આહવાન કર્યું અને આ વાત ને કાર્યકર્તા ઓ એ ઉત્સાહ થી વધાવી લીધી હતી વિશેષ મા ડિવિઝનના કારોબારી સભ્ય પરેશ છાભૈયા ના સુપુત્ર એવા યુવા એન્ટરપ્રિન્યોર ચિ.દર્શ નું ૨૨ વર્ષ ની ઉંમરમાં ઉચ્ચ ક્વોલેટીના મિશ્વા ન્યુટ્રીફુડ ઇન્ડસ્ટ્રીઝની સ્થાપના નાની ઉંમરમાં કરી તેને સૌ કારોબારી મિત્રો એ વધાવ્યું હતું.અને આ પ્રસંગે આવેલ સૌને પરેશ છાભૈયા તરફથી દરેક પ્રકાર ના મિશ્વા મસાલા નું સેમ્પલ ગિફ્ટ આપવા મા આવ્યું હતું.

ડિવિઝન ના ચેરમેન ધર્મેન્દ્ર સાંખલા એ YSK યોજનામા વધુ માં વધુ મિત્રો જોડાય તે માટે આહવાન કર્યું હતું બાદ મા સૌ કાર્યકર્તા ઓ એ યુવાસંઘ પ્રત્યેના પોતાના મનોભાવ રજૂ કર્યા હતા સાબર રિજીયન ના એજ્યુકેશન એન્ડ ટેલેન્ટ હન્ટ કન્વીનર પ્રશાંત નાકરાણી એ આવનાર પોલીસ ભરતી તથા સરકાર દ્વારા આવનાર આગામી સમય માં ભરતી ની જાણ કરી હતી તથા ભાજપા અરવલ્લી જિલ્લા કિસાન મોરચાના પ્રમુખ અને સાબર રિજીયન political leadership ના કન્વીનર અશ્વિન છાભૈયા ની વિશેષ ઉપસ્થિતિ હતી.

ડિવિઝન ના કારોબારી મિત્રો જય રૂડાણી, મયંક પારસીયા અને ભૌતિક માકાણીના નવીન સાહસ છો. બચત ના ઉદ્ઘાટન પ્રસંગે સૌ પધારેલ કારોબારી મિત્રો એ શુભેચ્છા પાઠવી હતી. સમૂહ ભોજન લઇ છુટા પડ્યા હતા

**-ટીમ બાયડ-કપડવંજ ડિવિઝન, પ્રચાર-પ્રસાર વતી...PRO અનલ ભાદાણી,**

## દીકરીઓને આઇએએસ-આઇપીએસ બનાવવા પાટીદાર સમાજે કમર કસી

### માત્ર એક રૂપિયાની ટોકન ફી લઈને આવી સ્પર્ધાત્મકપરીક્ષાઓની તાલીમ આપવાની પાટીદાર મહિલા અધિવેશનમાં કરાઈ ઘોષણા

ઉમિયા માતાજી પરિવાર મહિલા સંગઠનના ચેરપર્સન ડૉ.જાગૃતિ પટેલે અધિવેશનમાં ઉપસ્થિત સૌને શપથ લેવડાવ્યા હતા .

અમદાવાદ :અમદાવાદમાં આવેલા સોલા ઉમિયા કેમ્પસમાં ગઈ કાલે મહિલા મહાઅધિવેશન યોજાયું હતું જેમાં પાટીદાર મહિલાઓ અને યુવતીઓ મોટી સંખ્યામાં ઊમટી હતી.

આ અધિવેશનમાં ઉપસ્થિત રહેલા ઊંઝા ઉમિયા માતાજી સંસ્થાનના માનદ મંત્રી દિલીપ પટેલે કહ્યું હતું કે'અહીં ઉમિયા કેરિયર ડેવલપમેન્ટ કાઉન્સિલ ચાલે છે જે પાટીદાર દીકરીઓ અહીં આઇએએસ આઇપીએસ,યુપીએસસી જીપીએસસી સહિતની સ્પર્ધાત્મક પરીક્ષાઓની તૈયારી કરવા આવે છે તેઓની પાસેથીમાત્ર "એક રૂપિયો (૧₹) ટોકન ફી લેવામાં આવશે અને તેમને તાલીમ આપી તૈયાર કરવામાં આવશે." ઉમિયા માતાજી પરિવાર મહિલા સંગઠનના ચેરપર્સન ડૉ.જાગૃતિ પટેલે મહિલા મહાઅધિવેશનમાં ઉપસ્થિત બહેનો સહિત સૌ કોઈને સમાજમાંથી કુરીવાજ દૂર કરવા, વિધવા બહેનોને માન-સન્માન આપવા અને તેમને સમાજના મુખ્ય પ્રવાહમાં લાવવા,દૂષણો દૂર કરવા,ખોટા ખર્ચાઓથી બચવા માટે શપથ લેવડાવ્યા હતા .

## સનાતન મેડિકોઝ

### તાવ આવે તો તરત જ કરો આ 1 ઉપાય, વાયરલ ફીવરથી બચાવશે આ ઘરેલૂ ઉપચાર

અત્યારે સમગ્ર દુનિયામાં જે રીતે કોરોના કહેર વર્તાવી રહ્યો છે તેને જોતા સૌથી વધુ ધ્યાન આપણે આપણાં સ્વાસ્થ્યનું રાખવું જરૂરી છે. જો આપણે હેલ્ધી રહીશું,ઈમ્યૂનિટી સારી હશે તો આપણે આ ચેપ થવાનો ખતરો ઓછો થઈ જશે. ત્યારે સીઝન બદલાતા ઘણાં લોકોને શરદી-ખાંસી,વાયરલ ફીવર થઈ જતું હોય છે. જેના માટે દવાઓ લેવા દોડવાની જગ્યાએ ઘરે જ બેસ્ટ ઉપાય કરવા જોઈએ. તેના તમને તરત ફાયદો થશે અને તાવ પર ઉતરી જશે. તેના લક્ષણો પણ સામાન્ય તાવ જેવા હોય છે.તેને ઠીક થવામાં 5-6 દિવસ લાગી જાય છે.પણ સામાન્ય તાવ કરતાં વાયરલ ફીવરમાં ધ્યાન આપવું ખૂબ જ જરૂરી છે.

ઘરમાં જ વાયરલ ફીવર માટે કરો ઘરેલૂ ઉપચાર દવાઓ વિના જ ઠીક થઈ જશે તાવ આ ઉપાય ઘરમાં બધાં માટે કામના

**વાયરલ ફીવરના લક્ષણો**

થાક, મસલ્સમાં અથવા શરીરમાં દુખાવો,હાઈ ફીવર, ખાંસી,સાંધાઓમાં દર્દ, દસ્ત, ત્વચા પર લાલ રેશિઝ, શરદી,ગળામાં દર્દ,માથામાં દર્દ,આંખો લાલ થવી અથવા માથામાં તેજ દુખાવો થવો,ઠંડી લાગવી ઘરેલૂ ઉપાય તાવ આવે તો સૌથી પહેલાં ૨ કપ પાણીમાં એક ટુકડો આદુ, અપટી હળદર, 4.5 કાળા મરીનો પાઉડર અને સહેજ ગોળ નાખીને ઉકાળીને ઉકાળો બનાવો. દિવસમાં 3.4 આ ઉકાળો પીવાથી તાવમાં તરત આરામ મળે છે.અડધું ઉકાળેલું નવશેકું પાણી પીવું જોઈએ.

બને ત્યાં સુધી ઉપવાસ તથા હળવો ખોરાક જ લેજો જોઈએ.મગ, મગની ફોતરાં વાળી દાળ,ભાત, ખીચડી લેવા જોઈએ.

1 ગ્લાસ પાણીમાં 1 ચમચી આખા ધાણાને ઉકાળો. પછી પાણી અડધું રહે એટલે આને પીવો. તેનાથી તાવ ફટાફટ ગાયબ થઈ જશે.

1 લીટર પાણીમાં 1 ચમચી લવિંગનો પાઉડર અને 10-12 પાન તુલસીના તેમાં નાખો. તેને ઉકાળીને દર 2 કલાકમાં આ પાણી પીવો.

રાતે 1 કપ પાણી 1 ચમચી મેથી દાણા પલાળી દો. સવારે પાણી ગાળીને તેમાં થોડાં ટીપાં લીંબુનો રસ અને 1 ચમચી મધ મિક્સ કરીને પીવો. દિવસમાં 8.10 ગ્લાસ પાણી પીવો. આ સિવાય ડાયટમાં સૂપ,જ્યૂસ,કોફીને પણ સામેલ કરો.

લસણને ભોજનમાં અવશ્ય સામેલ કરો. આ સિવાય જેતૂનના તેલમાં લસણની 2 કળીઓ ગરમ કરીને આ તેલથી પગના તાળવા પર માલિશ કરો.

**- સનાતન મેડિકોઝ**

## શ્રી અખિલ ભારતીય ખોંભડી કચ્છ ઝોન ની વાર્ષિક સામાન્ય સભા

જીતેન્દ્ર સવજી ભાઈ ચૌહાણ, મહામંત્રી
મનસુખ કાનજીભાઈ ચૌહાણ, પ્રમુખ

શ્રી અખિલ ભારતીય ખોંભડી પ્રગતિ પાટીદાર સનાતન યુવક મંડળ કચ્છ ઝોન ની વાર્ષિક સામાન્ય સભા તા.18-10-2021 ના શ્રી સમાજ ના નેજા હેઠળ યોજવા માં આવી હતી. મીટીંગ માં જૂની કારોબારી નું વિસર્જન કરી આગામી 3 વર્ષ માટે વર્ષ 2021-2023 ની નવી કારોબારી ની રચના કરવામાં આવી હતી. શ્રી ખોંભડી પ્રગતિ પાટીદાર સનાતન યુવક મંડળ કચ્છ ઝોન

### વર્ષ 2021-2023 નવનિયુક્ત હોદેદારો

- આઇપીપી:પરસોત્તમ શિવજીભાઇ ચૌહાણ
- ચેરમેન:મનસુખ કાનજીભાઈ ચૌહાણ
- વાઇસ પ્રેસિડેન્ટ:અશોક કરસનભાઈ રવાણી
- પ્રભારી:નવીન શિવજીભાઇ વાસાણી
- દયારામ દેવજીભાઇ ચૌહાણ
- વહીવટ ઓડિટર સલાહકાર:પ્રકાશ પ્રેમજીભાઈ વાડિયા
- મહામંત્રી:અમૃત નારણભાઈ કાનાણી
- મંત્રી:ખુશાલ વિરજીભાઈ ચૌહાણ
- ખજાનચી:જગદીશ વેલજીભાઈ ચૌહાણ
- સહખજાનચી:પરસોત્તમ ખીમજીભાઈ ચૌહાણ
- PRO: વિજય મુળજીભાઈ ભગત

## સારા સમાચાર
## પાટીદાર સમાજના યુવાનોની જાગૃતતા રંગ લાવી

તા 12.10.21 ના રવાપર થી આપણા સમાજ ની દિકરી પૂજા ને અન્ય સમાજ નો લોફર યુવક ઉઠાવી ગયેલ હતો પણ સમાજ ના ક્રાંતિદળ ના હોદેદારો ના ધ્યાન માં આ મુદ્દો આવતા એક્સન માં આવી ગયા અને સ્થાનીક સમાજ અને પોલીસ સ્ટેશનમાં રૂબરૂ મુલાકાત લીધી અને વિષય વસ્તુને જાણી અને પોલીસ ઉપર પ્રેસર લઇ આવવા

તા 17.10.21 ના પાટીદાર બોર્ડીંગ માં ક્રાંતિદળ ના બેનર હેઠળ પશ્ચિમ કચ્છ ના ગામેગામ ના યુવાનો ની તાકીદ ની મિટિંગ લેવાણી અને રાત્રે નેત્રા મધ્યે ની જબરજસ્ત મિટિંગ ને પગલે પોલીસ પણ હરકત માં આવી અને PI શ્રી ચૌધરી સાહેબે અંગત રસ લઇ ને સમાજ ની દીકરી ને પાછી લઇ આવવા માં પોતાની સમગ્ર તાકાત લગાવી અંતે પૂજા દીકરી ને પાછી લઇ આવવા માં પોલીસ ને સફળતામળી છે અને અને આજે બપોરે પાટીદાર ક્રાંતિદળ ના હોદેદારો અને દીકરી ના વાલીને ભુજ બોલાવીને દીકરીને સુપરત કરેલ છે..

આ સમગ્ર કાર્યવાહી માં પોલીસ અધિકારીશ્રી ચૌધરી સાહેબ અને તેમનો પૂરો સ્ટાફ ની મહેનત સફળતા લાવી...

એ સર્વ નો શ્રી પશ્ચિમ કચ્છ પાટીદાર યુવા ક્રાંતિદળ ખુબ-ખુબ ધન્યવાદ આપે છે

# શ્રી કડવા પાટીદાર સમાજ ૫૧ થી ૬૫ વર્ષની વય મર્યાદા સાથે મિત્ર મંડળની રચના કરવામાં આવી



શ્રી કડવા પાટીદાર સમાજ અંતર્ગત ગઠિત ૫૧ થી ૬૫ વર્ષની વય મર્યાદા સાથે તા.૧૧.૧૧.૨૦૧૧ ના દિવસે પાટીદાર મિત્ર મંડળની રચના કરવામાં આવેલ,તેને આજે ૧૦ વર્ષ પૂર્ણ થયેલ તે નિમિત્તે આજ રાત્રે ૮:૩૦ કલાકે રાત્રીનું ભોજન લઈ શ્રી ભવનભાઈ સોમજીભાઈ નાકરાણીની અધ્યક્ષ સ્થાને લેવામાં આવેલ.

આ સભામાં ૧૩ જોડાઓ નું સમાવેશ કરી વેલકમ કરવામાં આવેલ અને ૧૧ વ્યક્તિયો ને વયમર્યાદાના આધારે વિદાય આપવામાં આવેલ.અને વિષેશ અત્યાર સુધી જે જોડાઓ વિદાય લઈ ચુક્યા છે તેઓને ખાસ આમંત્રણ આપી એમના મનતવ્ય લેવામાં આવેલ,જેમાં જાણવામાં આવ્યું કે આ પાટીદાર મિત્ર મંડળમાં અમોએ જે આનંદ મેળવ્યો છે

તે અવિસ્મરણીય છે, અમારી તો વિદાય લેવાની નોહતી થતી પણ વય મર્યાદા થી વંચિત થવું પડ્યું છતાંયે અમો આ મિત્ર મંડળનો આભાર માનીએ છીયે કે જેટલો પણ સમય વિતાવ્યો આનંદ અને પ્રમોદ સાથે વિતવ્યો,ત્યાર બાદ જૂની આયોજન સમિતિ ની બરખાસ્તગી કરી માજી પ્રમુખ દ્વારા

નવા સંચાલક શ્રી ગોવિંદભાઇ માવજીભાઈ રવાણી ની જાહેરાત કરવામાં આવેલ અને ક્રમશઃ સંચાલક મંડળના સદસ્યોની જાહેરાત સભા સમકક્ષ કરવામાં આવેલ તદપશ્ચાત અગાશીમાં શરદ પૂર્ણિમા નિમિત્તે ઉજવણી બાદ ચંદ્ર ની છાયા નીચે મસાલા દુધનો આસ્વાદ લઈ સભા પૂર્ણ કરવામાં આવેલ. સહયોજક: પ્રવીણ નાકરાણી,ઔરંગાબાદ

## અવસાન નોંધ

તારીખ:૨૦.૧૦.૨૦૨૧ બુધવાર
સ્વ.નારણભાઈ હંસરાજભાઈ સેંઘાણી
ઉમ:૬૫ વર્ષ
કચ્છમાં ગામ:મોમાયમોરા
હાલે:ઘાટકોપર (મુંબઈ)
દુઃખદ અવસાન

તારીખ:૨૦.૧૦.૨૦૨૧ બુધવાર
સ્વ.પાર્વતીબેન ચુનીલાલભાઈ રામાણી
ઉમર: ૫૯ વર્ષ.
કચ્છમાં ગામ : દેશલપર (ગું)
હાલે:કરીમનગર
દુઃખદ અવસાન

તારીખ:૧૯.૧૦.૨૦૨૧ મંગળવાર
સ્વ.પ્રિયા ઉમંગકુમાર પોકાર,
ઉમર:૨૮ વર્ષ.
કચ્છમાં ગામ:મોટી વિરાણી
હાલે:દોલપુર કંપા(ધનસુરા)
અવસાન નું કારણ-કેન્સર

જે સુખમાં સાથ આપે
એને માણસ કહેવાય,
અને
જે દુઃખમાં સાથ આપે
એને માનવતા કહેવાય.

આજનું આચમન
આસો વદ ૧, વિ. સંવત ૨૦૭૭,
ગુરૂવાર, તા. ૨૧.૧૦.૨૦૨૧
શ્રી લક્ષ્મીનારાયણ કેન્દ્રસ્થાન
સંસ્કારધામ,
દેશલપર-કચ્છ

# સૌરાષ્ટ્ર ઝોન ના હોદેદારો સાથે zoom મિટિંગનું આયોજન

આજ રોજ તા.20 ના , કલાકે સૌરાષ્ટ્ર ઝોન ના હોદ્દેદારો સાથે zoom મિટિંગનું આયોજન કરવામાં આવ્યું હતું. જેમાં શ્રી સમાજના

પ્રમુખશ્રી અબજીભાઈ, મહામંત્રી શ્રી પરસોત્તમભાઈ, ટ્રસ્ટીશ્રી હરિભાઈ, ઝોન પ્રમુખ શ્રી નાનજીભાઈ, મહામંત્રીશ્રી કરમશીભાઈ, મંત્રી શ્રી હીરાભાઈ પરસોત્તમભાઈ,ટ્રસ્ટીશ્રી હરિભાઈ, ઝોન પ્રમુખશ્રી નાનજીભાઈ, મહામંત્રીશ્રી કરમશીભાઈ, મંત્રી હીરાભાઈસૌરાષ્ટ્ર રિજીયન પ્રમુખશ્રી ડો.જયેશભાઇ, બાબુભાઈ વાસાણી એ હાજરી આપી ભૂમિ દાન બાબતે વિસ્તારમાં ચર્ચા કરવામાં આવી,દરેક ઘટક સમાજમાં જઈને કાર્યને વેગ આપવામાં આવશે



# હેલ્થ અને ડિઝાસ્ટર મિશન જાગૃત અને ઉજાગર




યુવાસંઘ માં આ કાર્ય સદાકાળ અવિરત છે. સતત કરવાનું છે. બધાજ મિશન ના કાર્યકર અહીં હતા ને તમામ ને નિરાંત પણ હતી. હેલ્થ અને ડિઝાસ્ટર મિશન જાગૃત અને ઉજાગર હતું. આ મિશન તો ઘડિયાળ ની માફક જ છે તક તક તક તક તક તક તક સતત ક્રિયા માં રહેવું. તેમાં આ 2018-2021 તો કોરોના કાળ માં આ મિશન માં તમામ કાર્યકર જોડાઈ ગયા હતા.
આ મિશન ના વાઇબ્રન્ટ 03 કાર્યકાર અત્રે તસ્વીર માં છે. પોતાની પાસે પદ ગમેં તે હોય પણ આ કાર્ય તો સદાકાળ છે ને કરતા જ રહેવાનું છે..

યુવાસંઘ ના ડોક્ટર મહેન્દ્ર સેંઘાણી જેઓ તો જીવતી જાગતી એમ્બ્યુલન્સ છે. આ અંગ દાન એ તેમનો વિચાર 2010 માં આ સંકલ્પ પત્ર નો કોન્સેપટ અને સર્ટિફિકેટ સુંદર બનાવી ને ૫ડડ થી વધુ લોકો ના ઘર માં સુશોભિત કરાવ્યા
નવીન જબુઆણી, અમરાવતી જેઓ હિટ ને ફિટ ના સદા આગ્રહી, સાયકલ રોજ ચલાવે છે ને સ્વયમ થી શરૂઆત કરવાના આગ્રહી. કોરોના સમય ના આરોગ્ય મિશન ના કન્વીનર રહી તમામ કાર્યકરો પાસે ઉતમ કાર્ય કરાવી નેઆપત્કાલિન માં પણ નેતૃત્વ ખીલવવા નો પ્રયાસ. જુઓ તો ખરા અત્રે કડોદરા માં પણ સંકલ્પ પત્ર નું ટેબલ મૂકી ને કાર્ય કરવા સ્વંયમ બેસી ગયા અને બે આઇકોન ને પણ બેસાડી દીધા. નર્મદા કાઉન્સિલ ના મિશન આરોગ્ય ના .મફ દીપિકા પોકાર અને તેઓ સ્વંયમ પાટીદાર ભવન માં બેસી ને આકર્ષક બેનર લગાડી ને પોતાનું કર્તવ્ય ટીમ પુનઃ નિર્માણ ના અંતિમ ક્ષણ સુધી અને આવનાર ટીમ ના સ્વાગત માં આ મિશન નું કાર્ય સતત સહુને વેલકમ કરવાની ક્રિયા કરતા રહ્યા.. અદ્દભુત ફરજ નિષ્ઠા આ લીડર ની રહી.. સાથે ક્ચ્છ ના ઉપનામ વાળા 108 એવા શાંતિ નાયાની, વિથોણ પણ પોતે હેલ્થ ડિઝાસ્ટર ના રિજીયન કન્વીનર માં ઉત્તમ કાર્ય કર્યા પણ અત્રે તેઓ રિજીયન કચ્છ ના ચેરમેન બની ને આવ્યા હોવા છતાં તેઓ સરળ બની કોઈ પણ પ્રકાર નો મોટા લીડર નો ઈગો ના રાખી ને માનવતા નું કાર્ય કરવાની તક ઝડપી લીધી.. આજ તો છે ડિઝાસ્ટર મેનેજમેન્ટ...

આ હેલ્થ અને ડિઝાસ્ટર નેનેજમેન્ટ ની કાર્ય તમામ જન જન સ્વયંભૂ કરવાનું હોય છે. જેની પ્રતીતિ આ ત્રણ ની તસ્વીર આપે છે.
સઁકલ્પ અંગ દાન કરવાનો પ્રયાસ અત્રે આ ટેબલ પર સતત કરવામાં આવે છે. આ વિચાર અને કર્તવ્ય નો બેસ્ટ શ્રેય એવોર્ડ કેકેપી યૂથ કલબ ના કાર્યકર ને આપવામાં આવવો જોઈય. દીપિકાબેન પોકાર અને તેના સાથી જે આ કાર્ય માં પૂરક બન્યા હોય તેને વીર તાળીઓ આપી ને બિરદાવવા જોઈએ અને પત્ર કે પરિપત્ર થી સરાહનીય કાર્ય માટે સન્માનિત પણ કરવા જોઈએ.
સનાતન પત્રિકા ના કન્વીનર, ડો.વિઠલ ભાવાણી જેઓ આ કાર્ય ની અત્રે ખાસ નોંધ લે છે. યુવાસંઘ ની જનરલ અને કારીબારી સભાઓ ના મેળાવડા નું આ દર્શનીય અને આદર્શ કાર્ય એ સર્વોપરી ઘટના ને અત્રે શબ્દો અને તસ્વીર થી ચરિતાર્થ કરી ને અભિનદીત કરે છે..
માનવતા ગૌરવ એવોર્ડ. પ્રભુના પર્યાય બનવાનો અભિગમ નો સંકલ્પ
અંગ દાન એટલે મૃત્યુ પછી પણ જીવન
આવો કરો અને કરાવો સંકલ્પ. યુવાસંઘ ના ત્રિસ્તરીય મલખાના તમામ સભ્ય ને વિન્નતી આપ જ્યાં પણ હો, જે પણ નેતૃત્વ માં હો કે ના પણ હો, આ માનવતા ગૌરવ નું કાર્ય કરવાનો અભિગમ જરૂર દાખવસો..
જોઈન્ટ કન્વીનર.. નવીન લીંબાણી, સનાતન પત્રિકા..

## જાહેર અપીલ....

વિદેશમાં વિકલાંગો માટે ઓનલાઈન શોપિંગની સુવિધા શરૂ કરવામાં આવી હતી....જે લોકો ચાલી શકતા નથી, તેઓ ઘરે બેસીને સામાન મંગાવી શકે છે અને તેમને ડિસ્કાઉન્ટ પણ મળશે, અને અમે ભારતમાં તેને એક આદત બનાવી દીધી છે.
"તમે સ્વસ્થ છો, ઘરની બહાર નીકળો સ્થાનિક ખરીદી કરો બજાર વધશે બજારોની તારાજીનો

## આજની ચિંતનકણિકા

### શિક્ષણનું સમન્વિત અને પરિપૂર્ણ ચિંતન...(૫)

આ સમગ્ર વિષયને સારસંક્ષેપમાં ગૂંથીએ. શિક્ષણનું એવું સ્વરૂપ ઘડીએ કે જેનાથી મનુષ્યનાં ચિત્ત, શીલ અને પ્રજ્ઞા વિશુદ્ધ બને અને ઉદાત્ત જીવનનું ઘડતર થાય.
એ માટે શિક્ષણનો વિચારનીચેના ત્રણ તબક્કામાં કરવો રહ્યો

(૧) અધિચિત્ત શિક્ષણ
(૨) અધિશીલ શિક્ષણ
(૩) અધિપ્રજ્ઞા શિક્ષણ

આજે આપણે અધિચિત્ત શિક્ષણ વિશે સમજીએ માનવજીવનનો શરૂઆતનો ૮ વર્ષનો ગાળો અધિચિત્ત શિક્ષણનો છે, જેમાં એના ચિત્તને સંસ્કારિત કરવાનું છે...શુદ્ધ કરવાનું છે.

આ ગાળામાં જ ચિત્ત મહત્તમ ક્રિયાશીલ હોય છે. ચિત્તના બે ગુણધર્મો છે -- સ્મૃતિ અને સંસ્કાર. ચિત્તશુદ્ધિ કરવાથી સ્મૃતિશક્તિનો વિકાસ થાય છે અને મનુષ્ય સુસંસ્કૃત બને છે. આ ગાળામાં બાળકના મનને સંસ્કારિત કરવાનું છે. એનામાં સંસ્કાર સારી રીતે ગ્રહણ કરવાની ક્ષમતા હોય છે એનો લાભ લેવો જોઈએ.

સંસ્કારને પ્રભાવી બનાવવા તરફ ધ્યાન આપવું જોઈએ. અક્ષરજ્ઞાન કે ઔપચારિક શિક્ષણનું આ કાળમાં બહુ મહત્ત્વ નથી, પણ સંસ્કાર-સિંચન અતિ મહત્ત્વનું છે. સંસ્કાર કોરા શબ્દોથી કે ઉપદેશથી નહીં, કેવળ નિજ આદર્શ વ્યવહારથી જ આપી શકાય છે. જેટલું સારું આપવું હોય તે બધું સહજ રીતે, અનૌપચારિક રીતે અને સ્વ-વ્યવહારનો આદર્શ રચીને આ સમયમાં આપવું જોઈએ.

બાળકની જીવનભરની મૂડી એના સંસ્કાર છે. સંસ્કારના મજબૂત આધાર પર શિક્ષણની ઊંચી ઇમારત ભવિષ્યમાં ચણી શકાશે. જીવનનો સત્ત્વશીલ પાયો આ ગાળામાં રચવાનો છે,

જે એને જીવનભર કંઈ પણ ખોટું કરતાં અટકાવશે.સંસ્કાર અને સંસ્કાર-પ્રક્રિયા અત્યંત ગહન વિષયો છે અને મેં આ શ્રેણીમાં વખતોવખત એની વિસ્તારથી ચર્ચા પણ કરી છે. એટલે એની પ્રવિધિ કે પ્રક્રિયાની ફરીથી ચર્ચા કરવી આવશ્યક નથી. પણ આ વિચારસૂત્ર -- "અધિચિત્ત શિક્ષણનો શાંતિથી વિચાર કરીશું તો રસ્તો જડશે."

મિશન અભિમન્યુ
શ્રી ઉમા એજ્યુકેશન એન્ડ ચેરીટેબલ ટ્રસ્ટ.
SUV International school.




કાર્યાલય :૫૦૧-૫૦૪,પાંચમો માળ,નરોડા બિઝનેસ હબ કોમ્પ્લેક્ષ,નરોડા દહેગામ રોડ,એસપી રિંગ રોડ પાસે,નરોડા અમદાવાદ- ૩૮૨૩૩૦ મોબાઈલ:૭૭૧૮૯૭૭૭૭૪